સિક્ખોના દસવાં ગુરૂ

# શ્રી ગુરુ ગોવિંદ સિંહના

જન્મ દિન.

પહલી જનવરી ૧૯૨૫.

# સ્વતંત્રતાની એક મહામૂર્તિ

—:o:—

આ મૂર્તિને આ વખતે લગભગ બે અઢી સૈકા થઇ ગયા છે. પરંતુ તે મહા મૂર્તિની સ્મૃતિ હજુ તેવીને તેવીજ છે. તે ફક્ત સિખ લોકોનાજ નહીં પરંતુ આખા હિંદુસ્તાનના એક મહાન્ પુરૂષ છે. અને આ વખતના વિકટ સમયમાં તેનો સંદેશો ખરેખર અમુલ્ય છે.

એક પશ્ચિમના ટીકાકારે તેને નેપોલીયનની તુલનામાં ગણેલ છે પરંતુ તે યથાર્થ નથી. કારણ કે નેપોલીયન એક બહાદુર લડવૈયો અને સૈનીક યોધ્ધો હતો જ્યારે આ ગુરૂ—ગોવીંદસીંહ એક મહાયોગી હતા. અને તેનામાં નેપોલીયનની માફક બીલકુલ ખોટું અભિમાન ન હોતું. આ મહાપુરૂષની પ્રાર્થનાઓ ઉપરથી તે કેવા નમ્ર પુરૂષ હતા તે જણાઈ આવે છે. જોકે નેપોલીયનની પડતીનું કારણ ફક્ત તેના આવી જાતના દુર્ગુણોને ગણેલ છે. નેપોલીયનને પોતાની જાતને માટે બહુ ગર્વ અને અભિમાન હતું, જ્યારે ગુરૂ ગોવીંદસીંહે આખી સિખ જાતિને એક સજ્જન અને નમ્રજાતિ તરીકે કેળવી હતી ત્યારે પોતે તો પછી આવી મગરૂરી ક્યાંથીજ ધરાવતા હોય ! તે પોતાને પ્રભુના ચરણોમાં અમુક જાતની શક્તિ મળતી હતી એમ માનતા હતા. નેપોલીયનની અને ગુરૂ ગોવીંદસીંહની આ જોતાં સરખી તુલના નજ થાય.

આ બન્ને તદન જુદા પ્રકારનાજ બહાદુરો હતા.

ખેડુત લોકોની અંદર એવી જાતની માન્યતા છે કે દરેક નાતાલની રાત્રે સ્વર્ગ અને મૃત્યુલોકની વચ્ચે એક સીડી આવે છે અને તેની ઊપર મૃત્યુલોકને આશિષ આપવા ફીરસ્તાઓ આવે છે. આવી જાતની સીડી ખરી રીતે તો એક માત્ર નાતાલની રાત્રિએ નહીં પરંતુ કાયમ આવે છે અને અવારનવાર દૈવી ફીરસ્તાઓ મૃત્યુલોકના કલ્યાણાર્થે આશિષ આપવા આવે છે. આ દૈવી ફીરસ્તાની અંદર ગુરૂ ગોવીંદસીંહ પણ જરૂર હશેજ.

ગુરૂ ગોવીંદસીહ તેની જીંદગીનો અમુક વખત તો તદન ગુહ્ય પ્રદેશમાં હતા, અને ત્યાં પણ પ્રભુની સાથે તેના તરફના પવિત્ર જાદુઇ પ્રેમથી સહવાસમાં હતા.

જ્યારે તેણે આ પ્રમાણે અમુક વર્ષો ગાળ્યાં ત્યારે તેને હિંદુસ્તાનની દુ:ખી સ્થિતીનો ખ્યાલ આવ્યો. મોગલ રાજ્યની અંદર ધર્માંધપણું એ એક મોટી ખામી હતી તેવીજ ખામી અત્યારે ઈંગ્રેજી રાજ્યને પ્રજાનું ગળું કરી પૈસા ખુંચવી લેવાની છે.

પશ્ચીમના ઇંગ્રેજ લોકોની સામે જ્યારે એકતાથી હીંદુસ્તાનનો બચાવ કરવાની જરૂર હતી ત્યારે આ ધર્માંધપણાએ અંદર અંદર કલેશથી હીંદુસ્તાનની પ્રજાને છિન્નભિન્ન કરી નાખી હતી.

નવમા ગુરૂ તેગબહાદુર ના નીચેના બોલની અંદર ખરેખર શુદ્ધ સત્ય સમાયું છે તે કહેતા કે "જે માણસ પોતે ભયથી મુક્ત છે અને બીજાને ભયરૂપ નથી તે આખા જગતની અંદર ડાહ્યામાં ડાહ્યો છે."

ગુરૂ ગોવીંદસીંહને પોતાનાં દેશના ધર્માંધપણાની ખુવારીનું પુરતું ભાન થયું હતું. તેના પોતાનાજ પિતા ગુરૂ તેગબહાદુર

મોગલ સરકારના ત્રાસથી રીબાવવામાં આવ્યા હતા, અને મનુષ્ય ભયથી મુક્ત હોય છે તેવી પોતાની માન્યતામાં ભય સિવાય મરણ પામ્યા હતા.

આ વખતે ગુરૂ ગોવીંદસીંહની અંદર વજ્રમાફક નવી શક્તિ સ્ફુરી અને ગુહ્યજીવનમાંથી જન સમાજમાં બહાર પડયા. તે હીંદુસ્તાનને ચાહતા હતા, હીંદુસ્તાનજ તેનું જીવન હતું અને તેને ખાતરજ તે મરણ પામ્યા હતા. તેના પુત્રોપણ પોતાના પિતાની સાક્ષીરૂપે અને સિખ ધર્મને માટે મરણ પામ્યા હતા.

તે સર્વાનુમતે અગાઉના વખતની એક સ્વતંત્રતાની મહામુર્તિ તરીકે આલેખવામાં આવ્યા છે.

આ ગુરૂનો સંદેશ ફક્ત એકજ લીટીની અંદર સમાયો છે કે "દરેક સિખ સિંહ બનો" એટલે કે બહાદુર બનો. આ સંદેશની અત્યારે આપણને ખરેખરી જરૂર જણાય છે. કારણકે આપણા સિખ બંધુઓને દુ:ખ ભોગવવાનું આપણે વારંવાર સાંભળીએ છીએ. અને હીંદુસ્તાનમાં દેશભક્તો તુરંગની અંદર જોવામાં આવે છે.

આ કટાકટીને વખતે ખરેખર આ ગુરૂનો સંદેશો આપણને મદદ રૂપ નીવડશે.

"દરેક સિખ સિંહ બનો" અટલેકે દરેક સિખ સિંહજેવા બનો. જે માણસ ઉંચા આદેશો ધરાવનાર શિષ્ય બને છે, તે ખરા રૂપમાં મનુષ્યત્વ ધરાવનાર હોવો જોઇએ, ( અટલેકે બહાદુર હોવો જોઇએ ) આ ગુરૂ ગોવીંદસીંહનો મુખ્ય સંદેશો છે.

જે મનુષ્ય સિંહ થવાને લાયક થાય તેનામાં ગુરૂ ગોવીંદસીંહના કહેવાપ્રમાણે નીચેના ત્રણ મુખ્ય ગુણો હોવા જોઇએ.

## ( ૧ ) આત્માભિમાન

ગુરૂ ગોવીંદસીંહ ઘણી વખને જુદા જુદા લોકોને એકત્ર કરનાર તરીકે પણ કહેવામાં આવે છે. તે તેના શિષ્યોમાં પણ આવી એકત્રતાની લાગણી પ્રસરાવતા હતા અને સિખધર્મને અને ઈસ્લામધર્મને, અને બીજા તમામધર્મને સરખું માન આપતા હતા.

ખેડુત વર્ગ પણ આ ગુરૂ તરફ અતુલ ભક્તિ દર્શાવતો હતો— આ શું તેનામાં એક દૈવી અંશ ન હોતો ?

તે આ લોકોને કબજામાં રાખી શકતા તેમને માન આપતા અને અપાવતા, અને દરેક ક્ષણે તે લોકોને પોતાની જાતને અને બીજાને માટે માન રાખવાનું શીખવતા. તેના શિષ્ય વર્ગ તરફ એટલું તો તે માન ધરાવતા હતા અને કહેતા કે " જે પવિત્ર જીવન ગાળે છે તે મારો સિંહ છે ( એટલેકે ગુરૂ છે ) અને હું તેનો શિષ્ય છું. "

## ૨ ગરીબો પ્રત્યે સદભાવ.

આ આપણા હીંદુસ્તાનમાં એક મોટામાં મોટું શિક્ષણ છે. આ જમાનામાં આપણે ગરીબો પ્રત્યે સદ્ભાવ ખોયો છે, અને પૃથ્વી ઉપરના બીજા દેશો આ દેશને માટે આ વખતમાં ઓછો સદ્ભાવ ધરાવે છે.

આપણે તે માનની લાગણી થોડા વખતથી ઉત્પન્ન કરવા માંડેલ છે. અને હિંદુસ્તાનની પ્રજા દેશોમાં પ્રાધાન્ય પદ મેળવશે.

સિંખ લોકો પ્રજાને એકત્ર કરનાર છે. તે ગરિબ તરફ માન ધરાવે છે. અને જુદી જુદી પંક્તિઓના માણસોની દલીલો ધ્યાનમાં લેછે ?

પંજાબના ગવર્નર રણજીત સિંહે કંઈક દુર્ગુણોને લીધે સિખ પ્રજાને છેડી.હતી અને બાપુ ફુલસિંહ કે જે સિખ અકાલી લોકોના જનરલ હતા તેણે અમૃતસરમાં અકાલ તખ્તની સિખ લોકોની સમાજમાં ખુલ્લી રીતે તેના દુર્ગુણો જાહેર કરી તેનું ધ્યાન ખેચ્યું હતું. આ વખતે નામોશી અને પશ્ચાત્તાપને લીધે પંજાબના રાજ્યાસનપર બીરાજનારે પોતાનું શરિર ફટકા મરાવી સજા ભોગવવા ખુલ્લું મુકયું. રણજીત સિંહને પોતાની જ્ઞાતિ તરફ અને જ્ઞાતિ બંધુઓ તરફ માન હતું. સમાજ, આવા પોતાને માટે અને પોતાની જ્ઞાતિને માટે માન ધરાવનારાથીજ મદદ મેળવી શકે છે. સિંહ થવા માટે માણસને પોતાની જાતને માટે માન હોવું જોઇએ, ગરિબો પ્રત્યે માન હોવું જોઈએ અને હીંદી તરીકેના ઉચ્ચ જીવનને વફાદાર નીવડવું જોઇએ.

## ( ૩ ) હિમ્મત અને નિડરપણું.

જો માણસ સિંહ તરીકે ખરા મનુષ્યત્વ વાળો લેખાતો હોય તો તેનામાં હિમ્મત અને નિડરપણું હોવું જોઇએ.

નિડર માણસ પોતે જે સત્ય માનતો હોય તેને પરિસ્થિતિની દરકાર કર્યા સિવાય વળગી રહે છે. એને જે ખોટું કરનાર છે તેને ઠપકો આપવા અને અન્યાય સામે લડત કરવાની તેનામાં શકિત હોય છે.

ગુરૂ ગ્રંથસાહેબ સિખ લોકોનું પવિત્ર ધર્મ પુસ્તક વાંચવાથી આ સિખ ગુરૂ તે વખતના રાજ્ય કર્તાની સામે કેવી નિડરતાથી સામે થયા હતા તે જણાય છે. તેણે કહ્યું કે "હે રાજા તું સત્તાથી અંધ બની ગયો છે અને તું તારા મનમાં નકામી મોટાઈ ધરાવે છે" આ વખતનું રાજ્ય સત્તાથી અંધ થઈ ગયેલું હતું.

તે વખતની પ્રજાકીય તકરારમાં આ ગુરૂએ નિડરતા જાગૃત કરી હતી. તેની શસ્ત્રની અને દુર્ગાની પ્રાર્થના પુજા એ સઘળું તેની નિડરતાની સાક્ષીના ચિન્હ તરિકેજ જણાય છે.

આ દુર્ગા પુસ્તકામાં એક બહાદુરી અને શકિતની દેવી તરીકે આલેખવામાં આવી છે.

આ ગુરૂની અવિરામ શકિતને આપણે એક જર્મન લેખકે લખ્યા પ્રમાણે ધર્માંધ શકિત તરિકે સરખામણી ન કરવી જોઇએ કારણકે આવી જાતનો જુસ્સો તિરસ્કારરૂપ થઈ પડે છે અને લોહી વહેવડાવે છે.

આ જર્મન ધર્મને લગતી હઠીલાઈ ભરેલી બહાદુરી ગુરૂ ગોવીંદ સીંહમાં ન હોતી તેનામાં એક દૈવી લાગણી "Might is Right" એટલેકે બળીઆના બે ભાગ તેને બદલે "Right is Might" સત્ય તે શકિત હતી.

તે અને તેના શિષ્યો નિડરતાથી મગરૂરી સિવાય એકત્ર થયેલા હતા. ગુરૂ ગ્રંથ સાહેબમાં ગુરૂ ગોવીંદ સીંહે કહ્યું છે કે "હે નાશ રહિત પ્રભુ તું અમારી ઢાલ, ખંજાર, છરી અને તરવાર કે જે અમે વાપરીએ છીએ તે તું છે. તું કે જે સર્વે લોકનો અમર અને અવિચળ પ્રભુ તેણે અમને સર્વેને આશ્રય, અજીત બળ આપેલ છે. અને અમને કાયમ જીતથી આગળ વધવા દીધા છે.

હે મહા શક્તિવાન રક્ષક આ શકિત અને શૌર્ય તારા સેવકો જાળવીજ રાખશે. ગુરૂ જે લોખંડના શસ્ત્રો કહતા હતા તેને હીંદુ શાસ્ત્રોએ શક્તિનું નામ આપેલા છે. ગુરૂ અને તેના શિષ્યો શકિતને ભજતા અને હીંદુસ્તાનને જરૂરને વખતે તે લોકો તેના રક્ષક થયા હતા.

હીંદુસ્તાનના લોકો જ્યારે નબળાઇના ગુલામ બન્યા, એટલેકે તેને વશ થયા ત્યારે તેની પડતી દશા આવી.

પ્રયત્નવગર મળેલા ચીજથી સંતોષ, ગુલામી, ખુશામત, ભય, અંદર અંદર તકરાર, પ્રેમહીનતા, અને નિમકહરામી આ સઘળા દુર્ગુણોએ હીંદુસ્તાનને તેની ઉચ્ચ સ્થિતિમાંથી હલકું પાડેલ છે.

હીંદુસ્તાન નબળાઇને વશ થયું છે અને હજુ તેમાંથી મુક્ત નથી થયું. હિમ્મત અને નિડરતાની આપણે જરૂર છે. અત્યાચારના સુધરેલ જમાનાની નિડરતા માત્ર નકામી દેખાવનીજ છે. આપણે હજુ નિડર અને સ્વતંત્ર નથી કારણકે આપણે સ્વતંત્રતા શું ચીજ છે તે હજુથી ઓળખી શકયા નથી.

બીજા ગુણોમાં ગુરૂ ગોવીંદ સીંહના કહેવા પ્રમાણે ખાસ ગુણ આત્મભોગના છે. કારણકે નિડર માણસે ઘણી વખતે સત્યના ખાતર આત્મભોગ આપવો પડે છે.

આ પ્રમાણે સત્ય, ધર્મ અને સ્વતંત્રતા ખાતર આત્મભોગ આપ્યાનું સિખ ઇતિહાસમાંથી મળી આવે છે. એક સિખ કહેવત પ્રમાણે એક વખતે ગુરૂ ગોવીંદસીંહપાસે એક તરવાર ભેટ તરીકે આવી ત્યારે તેણે રમુજ કરવા ખાતર કહ્યું કે જ્યારે તેને તરવાર ભેટ આપવામાં આવી ત્યારે તેણે કોઇના મસ્તક ઉપર અજમાયશ ખાતર તેનો ઉપયોગ કરવો જોઇએ. તેના અનુયાયીઓમાંથી કોઇ તૈયાર થાય છે કે કેમ તે તેણે થોડો વખત જોયું તેટલામાં સિખ લોકોનું એક મોટું ટોળું ગુરૂના હાથથી મરણ મેળવવામાં મોટાઇ માની આગળ પડયું. આવીજ જાતની કસોટી નાભામાં જ્યુટોમાં થોડા વખત પહેલા જોવામાં આવી છે. એક બાજુ અકાળી લોકોની ઊપર ગોળીઓનો વરસાદ

વરસી રહ્યો હતો અને બીજી બાજુથી દરેક એક પછી એક ગુરૂને ચરણે જવામાં માન મેળવે છે તેમ માનીને આગળ આવતા હતા.

તેના શિષ્યો કસાયેલ હતા. અને એવી જાતનું શિક્ષણ મેળવેલા હતા કે જીંદગી ખાવા પીવા માટે નથી પરંતુ આત્મભોગ આપવા માટે છે.

સિખ લોકોની ઇતિહાસમાં કોઇ તુલના નથી કરી શકતું તેનું કારણ અને દાખલા રૂપ તેઓની, તેઓની સ્ત્રી અને બાળકોની સ્વતંત્રતા માટે ની નીડર લાગણી અને કર્તવ્યો છે. તે એ દેશવટો, તુરંગ, મરણ આવી સઘળી જાતના ત્રાસ ભોગવતા.

ગુરૂના એક આઠ અને બીજા દશ વર્ષના બાળકોને કેદ કરવામાં આવ્યા હતા. અને તેઓને તેઓના પિતા અને ધર્મ છોડે તો છુટા કરવાનું વચન આપવામાં આવ્યું હતું.

તે લોકોએ શું જવાબ આપ્યો!:—"અમે અમારે પિતાની પક્ષમાં રહેશું અને અધર્મ નહીં સહન કરીએ." તે બાળકોને બહુ દુઃખદાયક મરણ મળ્યું હતુ અને જીવતા ચણી લેવામાં આવ્યા હતા. છેલ્લી ક્ષણ સુધી તેઓ દૈવી બહાદુરીથી અડગ રહ્યા અને બોલ્યા કે "ઓ જુલ્મી તારૂં કામ કર અમે તો સુખીજ છીએ."

તેઓનો છેલ્લો શ્વાસ એક સુંદર પ્રાર્થનાની સાથે અંત પામ્યો હતો.

"હે પ્રભુ તારી ઈચ્છા હોય તેમ ભલે થાય" તેમણે ગુરૂના "પ્રભુનું મનન કર." એ શબ્દોપ્રમાણે આચરણ કરી બતાવ્યું હતું. અને તેથીજ ધર્મની ખાતર મરવાની અને ત્રાસ અને દુઃખની વચમાં પ્રભુની મોટાઈ જાહેર કરવાની શકિત તેમનામાં આવી હતી. આ તો માત્ર તરૂણ ઉમરના બાળકોજ હતા.

આ સિવાય ગુરુ ગોવીંદ સીંહના બીજા પણ ઘણા અનુયાયિઓ સ્વતંત્રતાની લડત માટે ત્રાસદાયક મૃત્યુને વશ થતા હતા, ઘણી સ્ત્રીઓ પણ આવી રીતે મરણ પામી હતી.

ગ્રીક ગ્રંથમાં સ્પાર્ટાની સ્ત્રીઓ માટે આપણે વાત સાંભળી છે કે જ્યારે તેના ધણી, પુત્ર, વિગેરે લડાઈમાં મરણ પામ્યા અને તેઓ ઘરે આવી ત્યારે તેમણે કહ્યું કે "આ લોકો તેમના દેશને માટે અને સ્વતંત્રતાને માટે મરણ પામ્યા છે." અને આ રીતે તેમની બહાદુરી જાહેર કરી હતી. આ સ્ત્રીઓમાં સીખ સ્ત્રી, પુરૂષો, અને બાળકો કે જે ગાતાં ગાતાં મરવાને જતાં હતાં તેનો જુસ્સો હતો.

આ વખતે આપણા દેશના લોકોને ગુરૂ ગોવીંદસીંહના અને બીજા બહાદુરોના અનુયાયીઓ થવું જોઇએ.

તે લોકોના અમર આત્મા કે જેણે તેમને બહાદુર બનાવ્યા હતા તે આપણા નાયક કે સેનાપતિ તરીકે આ વખતની આપણી લડતમાં પ્રભુ મોકલશે. અને આપણી પ્રજા આટલી અંધકારમાં રહેતી જરૂર બંધ થશે.




Printer—M. N. Kulkarni, Karnatak Printing Press, 318/A, Thakurdwar, Bombay.

Publisher—by Sardar Amar Singh. Secretary, Sri Guru Singh Sabha, Bombay.